# ગામડીયો ગમાર—

(પેટ પકડી હસાવનારી વાર્તા)

રચી પ્રસીધ્ધ કરનાર.


## કવિ—મણીલાલ નાથુભાઇ બોડાવાલા

ઠે૦:—સુરત, હરીપુરા ઘાંચી સ્ટ્રીટ—મુબંઇ, ભુલેશ્વર—ફુલગલી.


---


આવૃતી પહેલી. પ્રત ૫૦૦૦.

સને ૧૯૧૮—સંવત ૧૯૭


---



---


ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસમાં, મા. જી તવરીઆએ છાપ્યું છે.
નં. ૧, પારસી બઝાર સ્ટ્રીટ, ફોર્ટ—મુંબઇ.


---

મૂલ્ય ૦-૧-૬.

શ્રી ૧૧.

શ્રી ગણેશ શાહેનમ :

# ગામડીયો ગમાર.

ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### બછ! અમેતો જરૂર મરમઈ જઇહું ?

સુરત બંદરની પાસે બારડોલી તાલૂકાના મોતા ગામમાં, ધનાભાઈ કરીને એક કણબી રહેતો હતો ગામના સૌ લોક તેને ધનાપટેલ કહી બોલાવતા ધનાપટેલ ઉમરે ત્રીશ વર્ષના, બાંધી દડીના શરીરવાળા એક કદાવર જુવાન હતા. સતતીમા આપણા ધનાભાઇ ને એક પુત્ર, અને એક પુત્રી હતા પુત્રને સૌ કોઇ દીઆળના નામથી બોલાવતા, અને પૂત્રીને અરખીના નામથી ઓળખતા દીઆળની ઉમ્મર સાતથી આઠ વર્ષની હતી, અને અરખી ચાર વર્ષની હતી. બન્ને બાળકોની માતાનુ નામ જમના હતું જેને ગામલોક તરફથી પટલણુ નો ખેતાબ આપવામા આવ્યો હતો, જેથી ગામના નાના મોટા સૌ તેને પટલણ કહીનેજ બોલાવતા. જમના પલટણની ઉમર, સત્તાવીશથી અઠ્ઠાવીશ વર્ષની હતી શરીર જરા શ્યામ, પણ ચ્હેરો દેખાડવો હતો. વળી ગામડાયો સંસાર ગબડાવવાની બૂધ્ધિ સારી હતી જેથી તેઓ આખા ગામમા પંકાઇ રહયાં હતા. ધનાપટેલ બાપુકો ધંધો ધમધોકાર ચલાવી રહયા હતા. તેમ તે ચલાવવા તેઓની પાસે સાધન પણ પુરતુ હતુ. ધનાભાઇ પાસે પોણોસોથા સો વીઘા સુધી બાપોતી જમીન. ચારજોડ સારા મજબુત બળદો અને ગાયો ભેંસોનો સારો જથો હતો. તેમજ નોકર ચાકર વીગેરેનો પણ સારો જોગ હતો.

આપણા ધનાભાઇ ગામડીયા ગામના પ્રમાણુમાં બહુ સારી સ્થીતીવાળા તરીકે મોતા ગામમા પંકાઇ રહ્યા હતા ફક્ત અફસોસ

અને ગમગીનીની વાત તો એજ છે કે બિચારાને બુધ્ધિ સાથે બારમા ચંદ્રમાનો જોગ હતો પોતે બુધ્ધિમા બુડથલ, દેખાવે બાહુક જેવા બીહામણા, લથરપથર? ગમારનો પહેલો નબર ધરાવતા તેઓએ તેમની આ ત્રીશ વર્ષની જીદગીમા મુસાફરી કરી હશે? તો ફકત મોતાથી બારડોલી સુધીજ? તે પણુ વળી કદી કોઇ કાર્યનો પ્રસગ આવે તો વર્ષ બે વર્ષે એકાદ વખત આપણા ધનાભાઇ બારડોલી જાય ત્યાથી પણુ ભડકી? ભડકી? અડધા થઈ વીલે મોઢે ઘેર આવે, અને જમના પટલણુ પાસે આંસુ લુછાવે આટલી બધી બુધ્ધિની બલીહારી છે છતા ધન્યવાદ તો આપણુા ધનાભાઇને એજ આપવાનો છે કે પોતે જીદ? જકક? અને આપમત કરવાના કામમા એક એકકો કહેવરાવી રહ્યા છે

આ બૂડથલ? બબૂચકના હાથમા જો સસારની લગામ આવી હોત તો ધનાભાઇએ કયારનુએ ધબાઅનમા, બનાવી દીધુ હોત. પરતુ દૈવયોગે, પૂર્વના સયોગે પટલણુ સારા મળ્યા હતા એટલે ધનાભાઇની ધમાલ ધમધોકાર ચાલી રહી હતી

જમના પટલણુ સ્વભાવે શાન્ત, વિવેકી, અને વિચાર શીલ, મતલબ જેટલા બૂદ્ધિશાળી અને ખેતીવાડીના કાર્યમા કુશળ હતા એટલે ધનાભાઇનુ ગાલ્લુ ધમધમાટ ચાલી રહયુ હતુ

દીઆળ નિશાળે ભણુવા જતો અને અરખી માતાની મીઠી નજર તળે ખેલવા-કૂદવાનો ધધો કરતી

એ પ્રમાણે આપણુા ધનાભાઈનુ નાનકડુ કુટુબ મોતા ગામમા મોજ કરી રહયુ છે એવામા અચાનક ભાગ્ય દેવી આડી ઉતરી બિચારી જમના પટલણુનો સુખ સુર્ય વિપક વાદળમા સપડાયો.

એક દીવસ રાત્રે સડા નવેકને સુમારે આપણા ધનાભાઈ પરસાળમા ચોરા ઉપર ઢાળેલા ઢેલીઆપર બેઠા બેઠા મોટો રણુસીગડા જેવડો બીડો મોઢામા ઘાલી ધુમાડાના ગોટેગોટ ઉડાવી રહયા છે બાજુમા બીજા ઢોલીયાપર બેઠા બેઠા જમના પટલણુ તપખીરના સબડકા તાણુી રહયા છે. દીઆળ અને અરખી માતાની ગોદમા ભરાઇ ઘસઘસાટ ઉઘી રહયા છે, પટેલે બીડો મોઢામાથી કાઢી હાથમા ઉભો ઝાલી ટકોરો કર્યો!

પટેલ—હ! મકુ! હાભરો કે?

પટલણુ—હ! અ! ઑવે! તીઆરે કઈ બેરા! બેરા છીએ હુ?

# ૫૧૯૩૭

**પટેલ**—એમ છો તીઆરે જો હાભરા છું તો અવે મમ્મઇ જવા-નો છુ છમજી.

**પટલાણુ**—હે ? હુ કયુ ! મુમ્મઇ ? જવાદો ! જવાદો ! છાનામાના એ મુમ્મઇ ? મુમ્મઇમા આપડે હાઉ ! ડુ કામ છે ! એ છકરીના ? મુમ્મઇના વેહની–તમને કા ખબર છે ? ધનો હાઉ બનએછનુ આવે તીને મુમ્મઇ ! બીજાને તો હારી મુશ્કીબત ?

**પટેલ**—મુશ્કીબત વરી હાની ? આપડા ગોપાળીઆ તઇ છેની ! છુ છમજી ?

**પટલાણુ**—ને ગોપાળની વહુએજ મને વાત કરી કે કાકીજી ! બહુ હાઉ મુમ્મઇ ! હાઉ કઇની હાઉ ! ગોજુ ગોજુ ! ને ગંદુગાર ! હાઉ નાહના ના નાની કોટડીઓમા રેવાનુ ! રાધણુ પણ તેજ ! ને નાવણુ પણ તેજ ને હાઉ ! હુવાનુ પણ તેજ ! હાઉ અકરઇ ? ને ગુગરઇ જવાય ! મુવુ એ મુમ્મઇ આપડને તો જઇએ બા ! વરી તમને ખબર છે ? હાઉ ! મુમ્મઇ ગામમા વાડાનુ તો નામજ નીમલે ! ને કુવો તો કથો કોઇ ધરમહરા ! બરમહરામા આય તીયારે બની તો બબામાથી ટ્યુક ! ટ્યુક ! કલાકખણુ પાણી આવે ! તીમાથી ધરાય ભરી લેવાનુ ! એ હારી મુશ્કીબત ની ! તીઆરે છુ ?

**પટેલ**—જા ! જા ! હારીગાડી ! એવુ ને ડાયા મમ્મઇના ! એતો બધુ મમ્મઇજ છે ! હેલા માસ્તરને ત આજેજ મે નવા પેપર હાભરુ ! બધુ મમ્મઇ તેવુ નથી તેની હારની જીંદગી રદ છે ! છુ છમજી ? આપડે પણ હવે તો નીશ્ચય કઇરુ કે બસ મમ્મઇ તો જવુજ ?

**પટલાણુ**—નીશ્ચય તો કઇરુ ! પણ એ બેન ખોટા ! આપણુને પસંદ નથી હાઉ ! એકતો તમારા છભાવ ઓળીયા ! વરી કોઇ દીવછ ! માના ગામના પાર બાર નીકરેના નઇ ! ને આમ ઉસ ! મુસ ! ને ભૂસ ! મુમ્મઇ જવા તીઆર થાઓ ! એ હાઉ ગમાર જેવુ નહીતો બીજુ હુ !

**પટેલ**—હાહરી ? તુતો બઉ ડાઇ થેઇ ગઇને હુ ? હારી ઉ મમ્મઇ જવા નીકયરો ? તીઆરે કેની છે ? ગમાર જેવુ ? હારીને વીઆણુ જવુ આયતો ઝટ ચાલવા માડે ? આ ખરો ઇનછાપ ? આ હાભરવુ આયતો હાભરી લે ? આપડ તો જરૂર મમ્મઇ જઇહુ ? છુ છમજી ?

એ પ્રમાણે ટપોટપી આપણા ધન બાઇના પરસાળમાં ચાલી રહી છે એવામાં અચાનક બારણું ખખડયું અને એક બાવીશ વર્ષનો જુવાન કેમ ? પટોલકાકા ? કરતો અંદર ઘુસ્યો

આવરે પોર્યા ? મોરીયા અનીયારે કાથી ભુલો પઇડો ?

**મોરીયો**—અરે ! નહીરે પટેલકાકા ? એતો જરા છનીઆ દુબરાને તે ગએલો ? પાછા ફરતા તમારી પરહાળમા દીવો બરતો જોયો ? હારૂ વીચાર કઇગો કે ચાલો જરા પટોલકાકાને છલામ ભરી આવીએ ?

**પટલ**—મારો હા . રો? પાકો ઉછતાદ? ખરા ટાકણાછ? આવી પોઈચો! ઠીક? તઇજે હાભગ પોર્યા મોરીઆ ? અત્રે તો આ તારા પટોલ કાકા મમ્મઇ જવાના? છુ છમજો?

**મોરીઓ**—જાઓ? જાઓ? પટોલ કાકા? ગરીબ માણુછની મહકરી હુ કરતા ઓહો ? તમારે વરી હુ દુખ છે? કે મમ્મઇ જાઓ?

**પટેલ**--હત ! છછરા! ગધેડા! હારા જીને દખ ઓય? તેજ મમ્મઇ જતા ઓહે-કેમ? છાછો! અજામભાઇ' હારો? મમ્મઇ! નાટાલ! ધનુબાગ બધે ફરી આઇવા પણુ હારો તીવોને તીવોજ' જોછાભર! આઉ તને છેલ્લાજ છલ્લો કઉ છુ! બાછ આપડ તો અવે જરૂર મમ્મઇ જવાાન? છું છમજો?

**મોરીઓ**—તમે કીયુ તે અકછરે અકછર છમજો! પણ એ કાકા આ કાકી કેમ આમ ઉદાછ થઇને બેઠા છે?

**પટેલ**—એ હારી મમ્મઈનીજ મોકણ તો! એ કે નથી જવુ ને મારે બાછ જવુ !! છુ છમજો ?

**પટલણુ**—તમારે તો બછ જવુ ? છે કાઇ બીજી ફીકર ! ઉછઆરીની જાત ની મલ ને બિચારા મમ્મઇ જવા નીકઇરા છે ?

છમજાવ ? છમજાવ ? હારા ? મોરીયા ? તારા કાકાને ! મુમ્મઇ જેવા મોટા ગામમા ગમાર જેવા કયાએ ગાથા ખાઇ જહે ?

**મોરીયો**—હાભરૂ કે કાકા ? આ કાકી હું કેવી છે ? ગમાર જેવા તે હારી વાતે હાચી ! એવા મોટા ગામમા તમને અકરામણુ થીઆ વગર તો રેજ નહિ ?

પટેલ--હત હરામખોર ? હારા મુરખ કેથ્થેનો ? હહરા ? તુ પણ ખધરા કે તે હાચુ માનતો છે.? આઠ દાડા જોવા જીએ તેમા હુ આક્રામણ થવાની ઉતી. હારૂ ! જરા ફરી આવીહું ? હેલ કરી આવીહુ. ?

મોરીયો—હેલ તો ખરી ! પણ એ હારો જરા વેહ વહમો તો ખરો ? તમે મોતા ગામ મુકી બાર ની નીકરેલા ને એકદમ ઉચ ! મૂચ ? ને ભૂછદેતેકને મમ્બઇ જવા નીકરી પડો ? તે હારૂ વખતે ભડકી ? બડકી જાઓ તીઆરે હું વેહ થાય ? કેમ કાકી બોઇલા નઇ ? જરા ટાપછી પૂરો. ?

પટલણ--હોવે ? જોની મોરીયા આવી ગાડી ઘેલી વાતો કરે છે ? એ બિચારા મુમ્બઇના છપાટામા ઉડી જાય કે નહિ ? કે ? જોઉ ! મોરીયા ઉડી જાય કે નહિ ?

મોરીયો—અરે બાછ તોબા કરો કાકી ? એમના તે તૈં હુ બાર કાઈડા ? એ હારૂ ? મમ્બઈ જવુ તે રમત બમત છે હુ ? નીરે બાઇની ? આપડી ધાનતો કંઇ બેછતી નથી ? એ... છમજો ? પટેલ કાકા છમજી જાઓ ?-મુમ્બઇ જવાનુ રેવા દો ? ચાલો મારો હાથે કાલે હુરત ? જુઓ તો ખરા છેલ ?

પટેલ—અરે ચલરે ? અજામભાઇ ? તારા હુરતની એછી ! તેછી ? છાતવાર ? હુ છમજો ?

! ! બાછ અમે તો જરૂર મમ્મઈ જઇહુ ! !

આપણા ધનાભાઇના છેલ્લા કડાકાની સાથે બિચારો મોરીયો હજામતો ચુપાચુપ પસાર થઇ ગયો. જમના પલટણ પણ ધબોધબ બારણા ઢાંકી, દીવો બબાએનમા કરી ઢોલીયા ઉપર મૂગે મોઢે સુઇ ગયા તેઓ પોતે પણ ગુસ્સામાને ગુસ્સામા નિદ્રા દેવીને આધિન થયા.

— —

જો તમારે તમારા ધંધાને ધીક તો કરવો હોય ?

દશ હજાર કોપીમા જ્હાર પડવુ હોય ?

દેશ અને પરદેશમાં જાહેર થવું હોય ?

તો આપો

**ગામડીયો ગમાર**, ભાગ ૨ જો વાર્તાની ચોપડીમાં.

—તમારી—

# જાહેર ખબર.

મગના ભાવમાં મરી વેચાય છે!!

ચુકસો તો પસ્તાશો!!

**પ્હેરો બૂટ!! પ્હોંચો કર્તા પાસ**

જવાની આળસ હોય તો ગભરાશો નહિં.

નીચેને સરનામે પત્ર વ્યવહારથી ખુલાસો કરજો

કવિ–**મણીલાલ**–નાથુભાઇ. } મુંબઇ ભુનેશ્વર ફૂલ ગલી
ઓડાવાલા } **સુરત** હરીપુરા—ધાચીશેરી

# પ્રકરણ બીજું.

---

## શાબાશ ! માશતર શાએબ શાબાશ !

પ્રિય વાચક, થયુ બીજા દીવસનુ પ્રભાત, અને આવી બિચારી જમના પટલણની કમબખ્તી આપણી જમના પટલણ દાતણ આદી સ્નાન સંધ્યા કરી, ઢોરો વીગેરેની વ્યવસ્થાથી પરવાર્યાં, ત્યારે આસરે આઠેકને સુમારે આપણા ધનાભાઈ આળસ મરડી પથારીમા બેઠા થયા તંબાકુ પાત્રાનો ટોપલો ખોળામા લઇ, ખાસ્સો મઝાનો આગળ આઠેક લ.બો અને એક ઇંચ જાડો બીડો બનાવ્યો ઉપર દેવતાનો અંગારો મુકી સળગાવ્યો ધુમાડાના ગોટા ઉડાવતા ધનાભાઇ પાદરે જવા ઉપડયા.

અહિ જમના પટલણે દાતણ વીગેરેની સવડ કરી એટલામા તો પટેલ આવી પહોચ્યા દાતણ મોઢામા નાખી મોટુ ઝોટુ ચાવી બે લસરકા આમ? બે લસરકા તેમ લગાવી લઇ ફાડયા કરી ફેકી માર્યાં મોઢુ ધોઈ બોલી ઉઠયા!

**ધનાભાઈ**–કેમરે! પટલણ' પછી મમ્મઇનો શુ વિચાર કઇરો '

**પટલણ**–બઇરૂ મુમ્મઇ? ને મેલો તમારો વીચાર! હારા તમે તો દાડે દાડે છેક ગાડા થતા જતા છેઓ? તો શુ નીતો! બેછોની છાના માના! નીતો હારૂ કઇનુ કઇ થઈ બેઠછે?

**ધનાભાઈ**-હારી ફાટી કે શુ? લહરી! તુ શુ કેતી છે? જા બચ્ચ જવાના!! અમેતો આજે શાજેજ મમ્મઇ જવાના? શુ શમજી?

**પટલણ**—હે? શુ કયુ? આજે શાજે!

**ધનાભાઇ**–? હોવે! આજે શાજે! છે કઇ શવાલ? બોલી દે જોઉ! તુ શુ કેવા માગતી છે?

**પટલણ**-હારા તમે તે કઈ ચકડોર જેવા છેઓ કે શુ! જડહા જેવા? હારા કઈ શમજો નઇને માથા શુ ફોડાવીઆ કરતા છેઓ!

**ધનાભાઇ**-એ લહરી! શમજની પૂછડી! શીધા જવાબ નીઆલે! ને હારી બકબક શુ કરતી છો! બચ્ચ અવે ખલાશ! શુ શમજી! આજ શાજના જયા વીના કોણ હારો રીએ છો! બોલ શુ કેતી છે?

પટલણ—થાકી બાપ હુ તો તમારાથી! હવે તો બે હાથ જોડી કેમ છું જે છમજો! માથાની ફેડાવીઆ કરો! ઉ તમારે પગે પડુ.

ધનાભાઇ—તો હારી ઉકા કમ છેમ! તું હહરી મારે પગે પડે! તો ઉ આખોને આખો તારે માથે પડુ એમ છુ.! છુ છમજી!

પટલણ-કપાર તમારૂં! હારા રાંચડા જેવા?

ધનાભાઈ-હહરી! કીયાર કીયારની છતાવીઆ કરે તે તારા બાપનુ કઈ ખાધુ છે હુ? ને હહરો માગી પાછે કઇ માંગતો બાગતો છે હુ? હારી—અમણેહી ઝાલીને અફારીજ લાખા?

આ પ્રમાણે પ્રભાતના પહોરમા આપણા ધનાભાઇને બુમો પાડતા સાભળી તેઓના કેશવભાઇ આવી પહોચ્યા પટલણ ત્યાથી ખસી રાધણી તરફ ગયા. ધનાભાઇએ કેશવભાઇને આવકાર કરી બેસાડયાં

કેશવભાઇ કોણ છે? તે આપણે અત્રે ખુલાસો કરવો જોઇએ. કેશવભાઇ ધનાભાઇના સગાભાઈ થાએ છે પરશોતમ પટેલે પોતાના મૃત્યુ વખતે બન્ને છોકરાઓના હીસ્સા જુદા કરી આપ્યા હતા જેથી તેઓના મરણ બાદ કેશવભાઈ અને ધનાભાઇ પોત પોતાના કુટુબોનો જુદોજ વહેવાર ચલાવતા આપણા કેશવભાઇએ બેસતાની સાથેજ રોફબધ સવાલ કર્યો?

કેશવભાઇ-કેમરે? અઇલા ધનીયા? કીઆર કીઆરનો હુ બખારા લાખીઆ કરતો છે?

ધનાભાઇ-કઇ નઇરે કેછવભાય! એતો હારૂ અમછતુ છેજ? મે હારાએ આજે છાજે મન્મઇ જવાનો વીચાર કઇરો! ઘરમાથી હારી ના કેતી છે? આપણો સવભાવ જરા ગરમ! અને તાઉછ રીએલો! એટલે હારી તકરાર થઇ ગઇ? છુ છમજા?

કેશવભાઈ—ઓય-તારી હાયને. ..ઉ? મારો છ—છ-રો...તુ તો કઈ કઇ મનછુબા ઉડાવતો દેહુ નેહુ? હારો ગમાર! તારે વરી તે હુ કામ છે હહરા ગધેડા?

ધનાભાઈ—અરે હંલ કરવા છનોછેમ? હંશ કરવા! છુ છમજા! કેછવભાઇ એ તો હારી છેચ નાગને માથે ખીલી ઠોકઇ ગઇ! ધનાભાઇ આજે છાજે મન્મઇ જવાના, છુ છમજા.

**કેશવભાઈ**—કપાળ હહરા તારૂ હારા એમ ઉચ મૂચ ને ભૂચ તે વરી મુમ્મઇ જવાતુ ઓહે કે આપડા ગોપાળને કાગર લખ પછી જા નીતો એવડા મોટા ગામમા કંઈ આથડહે હાહરા બેછની છાનો માનો? બે દીવછ રેઈને ગીયા

**ધનાભાઇ**—છીર પટકી મરી જાઓ તો છુ થયુ અવે આ ધનાભાઇ છબ્દ ફેરવે! અરે છુ વાત કરો છો હારૂ પરથમીમા છેકજ અધારૂ વરી ગીયુ કે હુ! અજુ જાણુતાની ઓવ કે ધનાભાઈ તો ધારહે તેજ કરહે, છુ છમજા

**કેશવભાઇ**—હમજા મારા દાદા હધુએ હમજા હારો જડહા જેવો નાહલા પોર્યાની પેઠ જકક લ છે! તે છોડતોજ નથી હારા ખુબ યાદ રાખજે કે હેલા જકી પાડા જેવી ગત થવાની છે

**ધનાભાઇ**—જે હાછવર ધારીઓહે તે થહે? બી ગીયા હુ? કેછવભાઇ? એતો માથા મુકવાના કામ છે છીર જાય કે લાખછી ખાય

**કેશવભાઇ**—કટોલા ખાય નીઆરે! હારા! વરી ઉધુ કરે તો ઉધુજ થાય

એ પ્રમાણે બન્ને ભાઇઓની તડાતડી ચાલી રહી છે એવામા રાધણીમા ધુસેલા પટલણ હાથમા ચાના બે કપ લઇ બહાર આવ્યા. બન્ને ભાઇઓ પાસે એક એક ગોઠવી દુર ખસી ઉભા રહયા કેશવભાઇએ કપમાથી થોડી ચા રકાબીમા કાઢી ઠડી થવા મુકી સવલ કર્યો.

**કેશવભાઈ**—જમના? આ હારો? ધનો વરી હુ કેતો છે? હરરો આજે હાજે મમ્મઇ જવા વીચાર કરેને હુ?

**પટલણ**--ઓરે? મોટાભાઇ જુવોને? કાલ છાજ છાજના એમજ માથા ફોડાવીયા કરતા છે? ઉતો હારી હમજાની હમજાની થાકી? એમની ધીઆનમાજ ની ઉતરતુ! ઉં હારી કેતી છેમ જે તમે ગોપારભાયને કાગર લખો? પછી જાઓ તો તે તમને છામો લેવા આવે. નીતો એવડા મોટા ગામમા ઇમને હુ હમજ પડે? કો! જોઉ? મોટા ભાઇ! હુ હમજ પડે?

**કેશવભાઈ**--કપાર હહરાનુ! હારા બગુચક જેવો તો છે? હારો જડહા જેવો છમજે નઇને છકઇ મારવા જતો છે! હારા હમજને? આ બધા કેતા છે તે તારા મનને ઘાછ કાપતા છે હુ?

**ધનાભાઈ**—હવાએ વાછ કાપો કે જુવાર દારો ? જોએતો વાલ વાડા ? તેની સાથે મારે શુ છબધ ? બછ બદા તો આજે છાજેજ ઉપડી જવાના ! શુ છમજ્યા !

એ પ્રમાણે ધનાભાઈની ધમાલ ચાલી રહી છે એટલામા નિશાળના માસ્તર જેઓને ત્યા આપણા ધનાભાઈએ ન્યુસપેપર સાભળ્યુ છે તેજ માસ્તર નરભેરામ ત્યા આવી પહોચ્યા આપણા માસ્તર નરભેરામ જરા ભણેલા તેમજ દેશ પરદેશની મુસાફરી કરેલી એટલે હુશીયાર અને પટાબાજ તરીકે પકાતા વળી આટી ગુટીની બાબતોમા ફટકન તોડ પીબી આપતા એટલે ગામના સૌ લોકને તે વ્હાલા અને પ્યારા પ્યારા થઈ પડયા હતા આપણા માસ્તર નરભેરામ ઘરમ… આ કે બન્ને ભાઈઓ બોલી ઉઠયા આવો માછતર છાહેબ ! પધારો ?

બેઠો ! બેઠો ? કહી કેશવભાઈએ તરીઓ ગોઠવી આપ્યો માસ્તર સાહેબ તકીયે બીરાજમાન થયા કે જમના પટલાણે ચાના કપ લાવી ગોઠવી દીધા

પ્રિય વાચક હવે તો આપણા ધનાભાઈના ઘરમા એક નાનકડી મીજલશ જેવો દેખાવ થઈ ગયો ત્રણે જણા ચાની રકાબીઓ હાથમા લઈ સુસવાડા, અને ફુફાડા સાથ ગટકાવવા મડયા

જમના પટલણે સૂડી અને સોપારી લાવી હાજર કર્યા કેશવભાઈ સોપારીના ચુરો કરી સર્વ ભાઈઓને વહેંચવા મડ્યા ધનાભાઈએ પણ બહેલા વ્હેલા પરવારી જઈ એક ખાસા મઝાના મોટટા બીડા વાળી વિતક કર્યા

**ધનાભાઈ**—લ્યો, માછતર છાએબ ! બીડી તાણો !

**માસ્તર**—ઓ બાપરે...આવડી મોટી બીડી ? તોબા ? તોબા ! આપણાથી તો નહિ પીવાય

( વચમાજ કેશવભાઈ ચીડાઈ બોલી ઉઠયા )

**કેશવભાઈ**—હત ! છછરા ગમ ર ? હાગ ગધેડા ? માછતર તે વરી એવડી મોટી બીડી તાણી હકે કે ? ઈમને તો બછ આમ કેની નાહલી હરખી ! લવગીઆ બીડી જોઈએ ! લાવ ! લાવ ! હારા ! ઉવારી આપતો છેમ ?

૫૧૮૭



**માસ્તર**—તો શુ યાર ? કેશવભાઇ ! આપણા ધનાભાઇનુ કામ જરા જગલી જેવુ તો ખરૂ !

**કેશવભાઈ**—તો હુ ! હાગે જડહા જેવો ! કાલ છાજ ! છાજનો મુમ્મઇ જવાનેજ માથા ફોડાવીઆ કરતો છે ! વગી આજે છાજેજ જવાનું કેતો છે! એ હહરાનુ થાય હુ !

**માસ્તર**--અરે વળી એમ તે કઇ મુબઇ જવાતુ હશે કે ! સમજે ' ચન મ ) મ ! ! કાગળ બાગળ લખ્યા પછી જજો નહિ તો ખાલી ખરાબ થઇ જશો ! ખબર વિના તમો અજાણ્યા સા કયા [illegible]શો ? બોલો જોઉ ? તમો મુબઇ જશો ? તે કયા સ્ટેશને ઉતરશો ?

**ધનાભાઇ**--મુમ્મઇના ઠેશણે ઉતરા ? હારૂ એટલુ પણ ભૂલી જવાનો કે ? હુ માછતર તમે પણ એ બધાની હાથે મારી મછકરી ઉડાવતા છેઓ '

**કેશવભાઇ**--તોરકુ ? હારા તારા બાપનુ ? મમ્મઈનુ વરી ઠેશણુજ કા છે ? હહરા ? ને તો ચલ્લીરોટનુ ઠેશણુ છે ? ચલ્લીરોટનુ ? કેમ માછતર છાએબ !

**માસ્તર**--જીહા ! સ્ટેશન તો ઘણા છે પણ આપણો ગોપાળ ભૂલેશ્વર લતામાં રહે છે એટલે ચર્નીરોડ ઉતરવુ ઠીક પડે

**ધનાભાઈ**—ઠીક છે ' આપણે પણ તે ચલ્લીગેટ ઉતરહુ ? ઘુ છમજા ! જવાના તો આજે છાજે !

**કેશવભાઈ**—કો ? માછતર? આ હારાનું હુ કરીએ ? એ હહરો ? માનનો ની...ને મારો જીવનો ઉથલ પાથલ થઇ જતો છે ? હારો બચ્ચ-ગ્ઇ ઉટ જેવો ? નૈ કેથો રવડી જતો રેવાનો છે ?

**માસ્તર**—અરે એમ ગભરાઇ શુ જાઓ છો ? એનો પણ રસ્તો કાઢીએ ? એમા શુ મોટી વાત છે ?

રસ્તો કાઢવાની વાત આવી એટલે તો આપણા ધનાભાઇ ખુશી ખુશાલી સાથે પોકારી ઉઠયા '

———

**છાબાછ ? છાબાછ ? માછતર છાએબ ? છાબાછ ?**
**રાઇખો છે રગ ? હુ છમજા ?**

**હુમજાઓ ? હુમજાઓ, હારા જડહાઓને, હારા ધર કુકડાઓ ?**

**માસ્તર**—જુઓ ? સાભળો કેશવભાઇ ? એમને આજે સાજેજ જવુ હોય ? તો ભલે જવા દયો, તમે ગોપાળને તાર કરી દયો—કે તે સવારે ચર્નીરોડ સ્ટેશને આવી ઉતારી જશે હજુ ટાઇમ ઘણો છે જો ફરમાવો તો હું તાર ને માટે ગોઠવણ કરૂ ? આપ એમના ભાથા વીગેરેની સવડ કરો પછી છે કાઇ વાધા ?

પ્રિય વાચક, આવો સફાઇ ભર્યો તોડ સાભળી દરેક જણ ખુશી ખુશી થઇ ગયા, કેશવભાઇએ માસ્તર સાહેબને ઠેકસ આપી ? જમના પટલણે ઓવારણા લઇ કડાકા ફોડયા ? આપણા ધનાભાઇ તો ઠેકડો મારી માસ્તરની છેક નજીક આવી બે હાથે ધબોધબ માસ્તરના વાસાપર આશીર્વાદો ધબકાવવા મડયા

**છાબાછ ? માછતર છાએબ ? છાબાછ.**

—o—

## પ્રકરણ ૩ જુ.

---

### એ હારા રાભા ! તે હુ ભારજે ! !

આટલી બધી હિકમો ના વચ્ચે આપણા માસ્તર નરભેરામ તારને માટે સવડ કરવા ચાલ્યા ગયા. કરાનભાઇએ બે ચાર દુબળાઓને આ બાજુ, પેલી બાજુ દોડાવ્યા જમના પટલણે રાધણીમા ધમાલ મચાવી મુકી ધનાભાઇ પણ ખુશી ખુશી થતા, મલકાતા મુખે, ખોખારાની સાથે ધુમાડાના ગોટા ઉડાવતા ! ઓટલા ઉપર આવી પહોચ્યા? સામેથી મોરીયા હજામને આવતા જોઇ પોકારી ઉઠયા

**એ આવજોભાઇ ! અમે તો અવે મમ્મઈ જઇહુ ! હુ છમજો!!**

**મોરીયો**--એ છલામ ! પટોલકાકા !

**પટેલ**—આવ ? પોર્યા બેછીજા ? માથુ મૂડાવવુ છે ?

**મોરીયો**—અર કાકા? આજતો બુધવાર થીઓ ? તમારૂ તો રૈવારે મુડવાનુ ?

**પટેલ**—તીમાહુ ! હારો જાણુતોની ઓય—કે આ તારો કાકા આજે છાંજે—મમ્મઇ જવાનો છે !

**મોરીયો**—હ એમ છે! આજે છાજનુજ નકકી થાઉ ? ચાલો? તીઆરે તો આપડા હગાથ થવાનો !

**પટેલ**—કેમ પોર્યા તુ પનુ મમ્મઈ આવતો છેહુ ?

**મોરીયો**—નઇરે કાકા ? હું તો હુરત જવાનો છેમ ?

**પટેલ**—તેં હગાથ હાનો હારા ગધેડા ? હુ તો મમ્મઈ જવાનો છેમ ? મમ્મઇ હુ છમજો ?

**મોરીયો**—હા હા મુમ્બઇ ? પણ તે હુરત વગર કૈ રીયા જાહો.

**પટેલ**—એમ છે હારૂ ? ચાલો તેં હાથે જઉ ! હુ છમજો ? આપણો મોરયો પાણી લાવી પેઠી જમાવી બેસી ગયો

**મોરીયો**—ચાલો પટેલ કાકા બેસી જાઓ.

**પટેલ**—એહુ તો ખરો પણ અજામત એવી બને કે આમ છકકઇ છેલ જેવી ! હુ છમજો' બચ્ચા મારીયા અજામત એવી બને કે બછ આમ તરીમ તગાક હુ છમજો

**મોરીયો**—અગે તમે બેછી તો જાઓ પછી જુઓ છપાટો

ધનાભાઈ પલાઠીવાળી, પગપર કટકો પાથરી, હાથમા આરસી લઇ મોરીયાની માંમિ ગોઠવાઇ ગયા મોરીયાએ દાઢી ઝાલી સટાસટ બોલાવતા સવાલ કર્યો ?

**મોરીયો**—કાકા ' તીઆરે તમે તો હારૂ આજે છાજે મુમ્બઇ જવાના કેમ ?

**પટેલ**—હા હા, મમ્મઇ જવાના !

**મોરીયો**—ઠીક ! પણુ તૈં હભારજો ! એ હારૂ કૈં મોતા કે બાડાલી નથી. ? તે તો હારૂ બછ માણુહજ માણુહ–ને ઘોડા ગાલ્લી તો ગણુતા થાકી જીએ એટલી વરી તમે તો તૈના ગાલ્લા જોઇનેજ અહી પડહો ! હારા બરદીયા પણ કઇ નીહારા ! ને એ કાકા ? હેલા વગર હીગડાના પાડાની ખૂબ હંભાર રાખજો ! નીતો ભૂકાજ ઉડી જહે ?

**પટેલ**—હે' અઇલા–વરીએ હુ કેતો છે ? વગર હીગડાના પાડા ? હારા મે તો કોઈ દાડે જોયાએ નથી ને હાભરાએ નથી હુ છમજો ? તારાછમ ? તારે ગરે આથ !

**મોરીયો**—નીકઇરા છે કાકા ? અમણુાજ છરકારે કાઈડા છે ? તમને હુ ખબર છે ? વરી હારાને કોણુ જાણે હુ પાઇને દોડાવતા છે કે બેભુ કરતા આફ્રા ! પેલીફ્રા ધુમીયાજ કગે ' આપડુને તો જોઇને ચકરી આવી જાય ?

**પટેલ**--હાગો બીકણુ ? હહરા એવુ ઓય તીયારે તો એવા અકકલ થઇને ઉભા રીએ ! કે હારી ચકરી હુ આવી જાય ? ઉ તો બીઉ ! કઇ નઇ ! હારાની હામેજ થઇ જાઉ ? હુ છમજો ? તારાછમ ? તારે ગગે આથ ?

**મોરીયો**—અરે ભુકા ઉડી જાય કાકા ? એ બધી તમારી છફ્રઇ ની ચાલે ઝાઝુ કગો તો હેલા ટોપીવારા ધપ્પા મારે ચાર–ને પાઘડુ બાઘડુ ગબડાવી દે ? વરી કાકા ? પાડાનું નામ હાભયરૂ. નામ ?

**પટેલ**—નહી ભાય ? હારાનુ વરી નામ પણ પાઇકુ છે હુ-

**મોરીયો**—આવે ? આવે ! હારા તીને મોટોકાર કેતા છે હમજાકે કાકા.

**પટેલ**—અરે ગમે તેવો મોટોકાર હોય તો હુ થીઉ-? હારા જો જેની ઉતો છવારી હુધ્ધા કરા ? હારાના કાન ઝાલતે કને છડી બેહા-? હુ છમજો ? તારાછમ તારેગરે આથ ?

**મોરીયો**—કાન હોય તીયારે ને-હાગ બધેથી બોડામટ જેવો આવતો છે, છરકાર કઇ કાચી નથી તો ભાય-એનુ કઇ રાઇખુ હોય-તો તો બધાજ છડી ગએહે પણ-ના તો બધુ છાફ કલીન છે. નીમરે કાન કે નીમરે હીગડા ને હારાને પુછડુ પણ નઇ ? જોઓ ઓતે તે કાકા ? તો ઉતો હાગ પુછડજ ટીગઇ જતે ? ?

લ્યો આ અજામત બની ગેઇ ? તપાછો ! છ આમ છાફ-કલીન-' લી . ..... નુ લપાક જેવુ

પટેલ માથે અને દાઢીએ હથ ફરવ્યો !

**પટેલ**—વાહ છાબાછ ! દાછ ખરખરા બની ગઈ ! આતો હારી મજાનીજ અજામત ! જોતો ખરો પેલ્યાં ! આ ગાન હુ નકતકે ! હાગે દાઢી તો ચપક ! લપક થીયા કરતી છે ! નેઅ આ અઇ તો આથ ફેરવીને ! પન ભાઇએ મારીયાનો હાથ ઝાલી માથા ઉપર ફેરવાવ્યો મારો હા ગ ? ઉ-ઝીઅ.ર ! ઉછતાદ ! કારીગર ઉછતાદ ! ઇમાતો છક નીભાય !

આ સાભળી હજામભાઇની ચસ્કી ! મોરીયા ફુલાયા ! હાંકો ચહેરો રાખી બોલી ઉઠયા !

**મેરીયો**—અરે કાકા ! ઉછતાદીની હુ વાત કરો છો ! મનુછ-બાગની બીચમા અચ્છા અચ્છા છાહુકારાને મૂડી લાઇબા ! પણ હહરાનુ કીછમતજ કૈની હારૂ છે નીતો આ મોરીયાભાઇ એ પઇમા દાડી બોડતે ગોટ ! ઢેન ! ફટ લ્યો છલામ !

**પટેલ**—ઓય મારો છકરો અનરેજી લલકારતા દેહુને હુ ? અલ્યા પણ તુ આવહે કીઆર !

**મોરીયો**—આપ કો તીઆરે આઉ ? ફરમાવો હુકમ !

**પટેલ**—બગભર થાડા બાગે આવ ! વાતરની વચમા છુરીનારા-ખુ થાય તીઆગે છુ જમન !

સલામ ભરી મારીયા રવાના થઇ ગયા આપણા ધનાભાઇ પણ ઉઠ્યા, પાછળ નાવણી તરફ ચાલતા થયા નાહી ધોઈ પરવારી રાધણીમા ઘુસ્યા પટલણની ધમાલ જોઇ ચીડાયા

**પટેલ**—આ હુ બધી ધમાલ કરી મુકી છે? હાહરી તારે ઘેર કઈ તાડી હીરી બાડી હીરી આવી ગેઇ હુ ! કઇ પાપડ તરી કાઇડા છે ! ઢેબરાની થોકને થોક ચીચી દીધી છે ! એ હારૂ બધુ છે હુ ! છુ જમરો.

**પટલણ**--ઓય નુ ! મ કણુ મોરી ! હારા ચગડોર જેવા ? ખબર ના ઓય કે ઘાજે મજ્જ્ઇ જવુ છે ! ભાથા વગર ખાહો હુ !

**પટેલ**—મારૂ ભાથુ છે ! હ ! કરો ચોકચ લાવો ભાણુ પીહગ ?

પટલણે ભાણુ પીરસી તઇયાર કરી પટલ પાસે ગોઠવી દીધુ પટેલ ખાઈ હાથ ધોઈ ઓઢકાર ખાતા આગળ પરસાળમા આવી પહોચ્યા. અટલ કેશવભાઈ ભુમા ભુમ કરતા ઘરમા ઘુસ્યા

**કેશવભાઇ**—કેમરે ? અઇલા ધનીયા ? આફ્રા પેલીફ્રા ફરીયા કરે તે કયા જઇમા બઇમો કે હારા બાચડા ?

**પટેલ**—આઇઆ છુ જમજ્ન ! લુગડા પરતાજવાર ?

**કેશવભાઇ**—ઠીક બઉ હાર ! કઇ ભાયુ બાયુ બાઇધુ ?

( એટલ જમના પટલણ બોલી ઉઠયા )

**જમના**—મોટાભાઇ હુ તેજ કરતી છેમ ! જુઓ આ દમગ કાઢેરા છે ! પાપડ હધાનો ચુરો કરી લાઇબો છ ! ગાર પાપડીમા ઘી પણ ઘણુ બધુ લાઇબુ છે હોક મોટા ભાઇ ! ઓહે બીચારા ખાહે ! વરી આથણા પણ બાધતી છેમ !

**કેશવભાઈ**—ઠીક, ઠીક, ! વેલાહર તીયાર કરો વેરા થવા આવી છે !

એટલામા તો આપણા મોરીયાભાઇ ચે-ચુ બોલતા જોડા-પ્હેરી આવી પહોચ્યા-મોરીયાનો રોફ જોઇ કેશવભાઇ બોલી ઉઠયા.

ઇ.....યેલ્લે ! મારોછછ...રો ! કઈ ખુબ રોપમા ફરતો દેહુ ને હુ ? કેથે જતો છેહુ પોર્યા !

**મોરીયો**—કેછવ કાકા ઉ છુરત જતો છેમ ?

**કેશવભાઇ**—ચાલો તીયારે તો છતર આનાને એ પઇ ઉપર–? જો હાભર પોર્યા આ તારા ધનાકાકા મુમ્મઇ જતા છે ! તીને હાથે રાખજે–ને હુરતથી હેલી ગાડીમા વોરે એહાડી દેજે નીતો એ હાગે તો રાભા જેવો છે ?

**મોરીયો**—તેટલા દોછતી તો આઇવો છેમ ? બરાબર ચોકછ એહાડી દેવા. ચાલો અવે તાકીદ કરો ? ટ્રેમ થવા આવી છે

આપણા **ધનાભાઇએ** કપડા પહેરવા માડયા રેશમી કોરનું ધોતીયુ દોટીની કસોવાલી બડી ? ઉપર દોટીનુજ બદન તે ઉપર નાનકલાકનો અગરખો ચઢાવ્યો પાઘડી હાથમા લઇ સાફસુફ કરી માથે ગોઠવી આરસીમા જોઈ આ બાજુ પેલી બાજુ ફેરવી પણ કઇ મન માન્યુ નહી એટલે ધનાભાઇએ પાઘડીને ધીકકાર આપવા માડયો

**ધનાભાઈ**—હારી આજે વરી તને હુ વાયુ થીયુ છે ! હહરી કીયારની મથાવીઆ કરતી છે ! અમણાહી ઝાલીને અફારીજ લાખા

પાઘડી બીચારી બ્હી ગઇ એકદમ ડપ દઇને માથા સાથે ચોટી ગઈ ધનાભાઇ ખુશી ખુશી થતા ઉઠી ઉભા થયા. બારણા પાસે આવી જેવો જોડામા પગ ઘાલ્યો કે કેશવભાઇ ખીજાઇ જઇ બોલી ઉઠયા

**કેશવભાઇ**—મેર છછરા ગધેડા હારા–બબુચક આવા જોડા પેરીને તે હારૂ મમ્મઇ જવાતું આહે કે હાંરા કાડી લાખ કાડી લાખ

**ધનાભાઈ**—તીઆરે પેરૂ હુ ! છછરો છુવર ! આપીની ગીયો તે હહરા મોચાને તો પાણીનુ ટીપુ નીઆય તા વાડવો જોઇએ. છુ છમજા હારાએ બધો છવાદ બગાડી લાઇખો !

**કેશવભાઈ**—અરે હું એમ બી ગયો ! હારૂ એમ તે હુ કઈ છેકજ છતીયાનાછ વરી ગયુ છે હુ જાતો પોર્યા પેમલા દોડતો દીકરા આપડે ઘેર તારી કાકીને કીયે કે હેલો કાલે નવા જોડા તેલ પાઇ અડારીમાં મુઇકો છે તે આપોતો.

પેમલો ઉતાવળો ઉતાવળો ચાલતો થયો એટલે કેશવભાઇએ ધના-ભાઇને શીખામણ દેવા માડી.

જો જે હારા ને હંભારજે ગાડીમા ઉંઘતો બુધતો નઇ નીતો કઇનો કઇ તણાઇ જહે ! અને હારી ગાડીનુ કામ રાત ને દાડો ચાલીયાજ કરે વળી કોથળો હાચવજે ?

પેમલો જોડા લઈ આવી પહોંચ્યો વ્હેલા વ્હેલા કેશવભાઇએ હાથમાં લઇ ધનાભાઇના પગ પાસે ગોઠવી દીધા ધનાભાઇએ માહે પગ ઘાલ્યો અને મોઢુ કટાણુ કરી પાછો ખેંચી લીધો કેશવભાઇ બોલી ઉઠયા

કેમ ! કેમ ! હુ થીઉ ભાય ?

ધનાભાઈ--હારો જરા નડતો છે હુચ્છમજા

કેશવભાઇ—તીમા એમ બાયલા જેવો થી હુ ગીયો ! દાબી દુબીને ઠકેલી ઘાલ એનો ધીરે ધીરે બન બેહતુ આવી રે હે !

કેશવભાઇના કહેવા પ્રમાણે ધનાભાઇએ જોર કરી જોડા ચડા વ્યા સૌ બારણે આવ્યા પેમલા દુબળાએ સરસામાનનો કોથળો માફામા મુકી દીધો ધનાભાઇ સૌને આવજો હાચવજો વગેરે શબ્દો કહતા માફામા બીરાજમાન થયા મોરીયો પણ ગોઠવાઇ ગયો.

એ આવજો ! સૌને બોલાવજો ! કાગર બાગર ! લખજો વીગેરે અનેક તરાહની કોલાહલ વચ્ચે પેમલા દુબળાએ માફો ચાલતો કર્યો. ધનન-ધનન ઘુઘરા ખખડાવતા બળદો ચાલતા થયા એટલે કેશવભાઇએ મોટેથી ધનાભાઇને ભલામણ કરી

એ હારા રાભા ! તૈ હભારજે !!

---

☛ જરા આ તરફ જુઓ તો ભાઇ??

તમો ભાગીદારીમાં ધંધો કરવા નીકળ્યા છો પણ?

—પેલી—

# ભાગીદારીનો ભવાડો

યાને

# ગાંડો અને ઘેલો.

વાર્તાની ચોપડી વાંચી? કે બસ એમજ ભાગીઓ શોધવા નીકળી પડયા છો.

વાંચો                                                    વાંચો.

એક વખત જરૂર વાચો.

આળસ તજી લખી દ્યો એક કાગળ—પૈસાવાળી નવ ટીકીટો સાથે—બીડી દ્યો કવરમા—નીચેને સરનામે રવાના કરો

થોડાજ વખતમાં ઘેર બેઠા ગાંડાભાઇ ઘેલાભાઇને લઇ આવી પહોંચશે.

કવિ—મણીલાલ નાથુભાઇ
બોડાવાલા.

મુંબઇ.
ભૂલેશ્વર-ફૂલગલી
સુરત
હરીપુર-ચાચીશેરી

# પ્રકરણ ૪ થું.

## એ છલામ પટેલકાકા ! આવજો !

પ્રિય વાચક, એ જાય પેલો જાય કરતા માકો પાદર બહાર નીકળી ગયો પેમલા દુબળાએ ગોધાને લલકારી લેવા માડયા પટેલ અને મોરીયો વાતે વળગ્યા

**પટેલ**—પાર્યા મારીયા ! એ હારૂ મમ્મઇ બઉ વખણાતુ છે તે ક્યુક છે

**મોરીયો**—અરે કાકા હુ વાત કરૂ બછ જાણે પરમેહરને તેનુ છરગાછતાનજ છમજો ! બાગ મોટુ ભપકા વારૂ ગામ જો જો તો બરા બધુ જોઇ જોઇને તમને તો હારી ભડક પેછી જછે ! ભડક!

**પટેલ**—જા ! જા ! હારા હુતે કંઇ એવો બાઇલો છેમ જેહા-ગીને પેછવા ઇઉ હારી આવે કે ઝાલીને અદ્ધારીજ લાખુ! હુ છમજો !

**મોરીયો**—એતો તઇ પેછહો તીઆરેજ ખબડ પડહે ! હારૂ અકરઈ અકરઇને ગુગરઇ જવાય ! ઉહાગ અકરઇને ભાયગો ને કે તારી માનુ મમ્મઇ પયણે હત્ત તેરીકી હારૂ કઇની હારૂ !

**પટેલ**—બછ બછ હારા ડોબા ! મમ્મઇ ! એતો બછ મમ્મઇજ છે ! હુ છમજો !

એમ સટર પટર વાતોના સપાટામા બારડોલીનુ સ્ટેશન આવી પહોચ્યુ. પેમલા દુબળાએ માફા ઉભો રાખ્યો. ધનાભાઇ અને મોરીયો ઉતરી પડયા. પેમલાએ બળદોને છોડી માફાના પૈડા સાથે બાધી દઇ માથે કોથળો ઉપાડી લીધા ત્રણે જણા સ્ટેશન ઉપર આવ્યા મોરીયાએ ટીકીટો લીધી દરવાજે કપાવી અદર ધુસ્યા—ગાડીનો વખત ભરાઇ ગયો હતો પેસેન્જરોની ધમાલ વચ્ચે ગોટા ઉડાવતી ગાડી. સુસવાડા બોલા વતી સ્ટેશન ઉપર આવી ઉભી રહી પેસેન્જરોની ચઢ ઉતર સરૂ થઇ. આપણા મોરીયાએ પણ ધનાભાઇ સાથે કોથળો લઇ એક ખાનામા ઘુસી જઇ બારણુ બધ કર્યુ. ?

ગરમ ચેવડા! મુરતની બરફી ' ગુલાબજાબુ ? સકરપાળે ચાઇ ગરમ ? પાનના પટ્ટી લાલમલાલ ' બ્રાહમણીયા પાણી તલ્લક બીડી '

વીગેરે અવાજોના પેકાર વચ્ચે ટન ટન ટન ટન ઘંટાનો ઘોષકણું ગોચર થયો સીટ સીટ સીટીની સાથે ગાડી ચાલતી થઇ ' આપણા ધનાભાઇ સવડ કરી પ્લાટ ફાર્મ ઉપર પાઘડી બાજુમા રાખી બેસી ગયા ખાસો મઝાનો બીડ વાગા સળગાવી ધુમાડાના ગોટા ઉડાવતા બોલી ઉઠયા !

**પટેલ**—જોયુ પોર્યા ' આપણુ છ આ કવા બનાઇવા છ હાક ની જોઇએ વોડુ' ક ની જોઇએ ગધડુ ચાવી ચડાવી કે બછ સુરરરર . સપ દેતુ ચાઇલુ ' હુ છમન્ત !

**મોરીયો**—તો હુ હારૂ એ કાકા આપડી ગાલ્લીનુ અજી-કઇ ચાવી આપ્યાનુ નથી ઇમા તો હારા કાનજી બારોને દોડાવતા છે

**પટેલ**—હ એમજ દેહુ મોરીયા આપડી રેકડાને ઇની હાથે મેલી આય તો હુ વેહ થાય કોણ બરત જીતે

**મોરીયો**—અરે રેકડી બેકડાના ભૂકા ઊડી જાય ને બળના-રના બાર વાગી જાએ કાકા એને જડદા જેવા કાઇ દાડા એવુ કરતા નીતો પરછો તમ દાદાને પાણી પાવા પોરા જાહો

એ પ્રમાણે હાડા દીહીમા ચલથાણ સ્ટેશન આવી પહોચ્યુ ગાડી ધીમી પડી એટલે ધનાભાઇ બોલી ઉઠયા

**પટેલ**—કમ કમ હાગી આ આમ ડચક ડચક ચાલવા માડી ? કઇ બાલી બોલી નીકરી ગઇ ક હુ—જોનો પોર્યા

**મોરીયો**—અ- નઇરે કાકા ' અતો ચલથાણનુ ટેશીન આઇવુ ' અઇ પાછી હારી ઉભી રેતી છે તો !

**પટેલ**—હ તીમાજ ઉનો હાગે જાણ્યુ—ક કંઈ આક બાક ભાંગો ક હુ છુ છમજે

એટલે ના સરરરરરરર દેની ગાડી ચાલતી થઇ કેમ કેમ આ હાગી નાઠી હેલુ ઝાડ દેખી ભડકી કે હુ જોતો પોર્યા

**મોરીયા**—હારા તમે તો છેક ડફોળ જેવાજ દેહુ બેઠા તીયા-રના હારા ગાડા જેવાજ થઇ ગીયા છો. હાક એટલામાજ આમ બાવરા

બની ગીયા છો. તે તેં મુમ્બઇમા તમારો હુ વેહ થહે કાકા ડાચુ વહલુ થેઇ જતુ રેવાનુ છે

**પટેલ**—અરે હુ વહલુ થૈ જાય હારાને એવુ જોરથી બીડી રાખુ કે બછ દુસ્મન માફક ઘુ છમજો

**મોરીયો**—તે તો તાજ ખબર પડહે ના—! પાછા આવછો તીયારે છલામ કરહુ

**પટેલ**—હ ! પોયા મોરીયા આ હવા લોકો વાતો કરતા છે કે મુમ્બઇ—ગામમા વાડાનુ તો નામજ ની મળ. તીઆરે હારા ઢોર કઇ ચરતા આહે ઢોર

**મોરીયો**—હત તમારીકી મુમ્બઇના ઢોર તે વરી ઘાહ ચરતા ઓહેક અરે એતો હહરે આમ કેવુ કેવુ ખાય !

એમ ગપ્પામાને ગપ્પામા ગાડી ડડ સુરત સ્ટેશનની નજીક આવી પહોચી માલાના બુગળા અને મોટુ ટાવર દેખાવા માડયું—આગની વની મીલનુ બુગળુ બતાવી ધનાભાઇ બોલ્યા

**પટે**—અધધધ . બાપરે એહે હલુ ઉચુ ! ઉંચુ ને ધાઉ ! ધાર ! હુ દેખાતુ છે !

**મોરીયો**—( સુઠાડાઠી ) અજ છુરત અટલી પણ ખબર ની દેહ—જનઆ—જનઆ પટેલકાકા તમ તો છેક ગધ્ધા જેવા છો !

**પટેલ**—કમ હારા ફાઈટા કે હુ હારા ગધા તારો બપ હહરા મને હુ ખબર કે હારૂ છુરત આવુ છ આતો હરૂ ઉચુ ૩ચુ ને લાબુ તુરીયા જેવુ છે આવુ છુરત આતો કઇની હારૂ ! ધનતેરીકી છુ છમજો અટલે તો ધડડડરરર . .કરતી ગાડી સુરત સ્ટેશન ઉપર આવી-ઉભી રહી મજુર ! મજુર ! શેઠ મજુર ! એ હગીલાલ આ બાજુ વીગેરે અનેક તરાહની કાલ્ડલ મચી રહી મારીયાએ પટેલને કહ્યુ ?

**મોરીયો**—એકાકા ! છુરત આઇવુ!

**પટેલ**—એમ લે તીયારે આ પાવડી ઝાલ ! હુ બેછણી ઉવણુ કરી કોથરો માથે ઉપાડી લેતો છેમ છુ છમજો !

**મોરીયો**—ના હુકામાં મજુર કરી લેહુ ચાર પઇહા ઉરાડી લાખહુ!

**પટેલ**--નઈ ભાય અ-હ કેછ્વભાઇએ કએલુ તેમજ કરવાનો.

**મોરીયો**--ઠીક ભલે લાવો

એ પ્રમાણે પાઘડી મોરોયાને આપી માથે કોથરો ઉપાડી-ધના ભાઈ ચાલતા થયા. ધીરેધીરે ધકકા ખાતુ સરઘસતાન દાદરો ઉતરો દર વાજા ઉપર આવી પહોચ્યુ-માસ્તરને કસોમા બાધેલી ટીકીટ-બતાવી આપણા ધનાભાઇ બોલ્યા !

એ છલામ. માછતર છાએબ ! અમે તો મમ્મઈ જતા છીએ! હુ છમજા ! આ પોર્યા પાછે પાત્રડીછે-તે મારા—છે માથાપરના કોથરામા ઢેબરા ! તરેલા પાપડનો ચુરો ! ગોર પાપડી ને બે ચાર જાતના આથણાં છે ! બોલો હુ વીચાર છે ! છોડુ ! નાછતો કરવો છે.

માસ્તર એકદમ ચીડાઇ ગયા

ઓ યુ ડેમ રાસકલ

કહી એક ધકકો માર્યો એટલે ગપ દઇ આપણા ધનાભાઈ દરવાજા બ્હાર નીકળી ગયા. મોરીયો પણ ટીકીટ આપી પાછળ સરકી આવ્યો

ધીરે ધીરે ધનાભાઇને કુવા પાસે લાવી કોથળો ઉતરાવી મોરીયો બોલી ઉઠયો ?

**મોરીયો**—એ કાકા ! લાવો લોટો હુ પાણી ભરી લાઉ-તમે જરા નાછતો બાછ્નો કરી લો પેલો હારી અમણા આવી પોચહે ?

પટલે મોરીયાના કહેવા મુજબ લોટો કાઢી આપ્યો મોરીયો લોટો લઇ-ચાલતો થયો. એટલે ધનાભાઇએ નાસ્તાના બે ભાણા તૈયાર કર્યા-મોરીયો આવી પહોચ્યો બને જણા નાસ્તો કરવા બેસી ગયા.

આપણા ધનાભાઇએ ઉતાવળને લીધે ઢેબરાને ભાગ્યા વગરજ આખુને આખુ કાસીકુસી મોઢામા ઠેકલી દેવા માડયુ મોરીયો પણ વખાણી વખાણી ગોળ પાપડી ગપાગપ ગટકાવવા મડયો. એટલામા ટન ટન-ટન-ટન-ઘટાનો અવાજ સભળાયો મોરીયો બોલી ઉઠયો.

એ કાકા ઉતાવર કરો હેલો આવી પોચી.

પટલે એકદમ હાથ ધોઇ નાખ્યા. મોરીયો પટેલની રહેલી ગોરપા

પડી ગલીફામા વાલી લેટા લઇ ચાલતો થયો. ઉપર ધુમ્રવાડા બોલાવતી ગાડી આવી ઉભી રહી મોરીયાને ગોળપાપડી ચાવતાવાર થઇ એટલે ધનાભાઇનો ગભરાટની સાથે બકબકાટ ચાલુ થયો.

**પટેલ**—એ હાગે ગીઓ કઇ! હહરો રવડાવી મારહે કે હુ! છે હારાનુ અજ્ઞુ-ઠેકાણુ! આ તારૂ છતીયાનાછ થાયરે મોરીયા આહારા હયા અહડી ચાઇલા! ઉઠેલ્લો જવા તે બેઠાઓ કઇ! એથીયુ હૂ-હહ રીનો કથે માયુ મુડવા બેઠી ગયો કે હુ?

એટલામા ટનટન, ટન ટટન-ફરી ઘટો વાગ્યો અને સામેથી મોરીયો દખાયા ધનાભાઇ મોટેથી બુમ પાડી ઉઠયા

એહારા ગબરડી કાડ! ગબરડાં! હારી ચાલો જતી છે! હાફયો હાફલા મોરાયો આવી પહોચ્યો એટલે તુરત ધનાભાઇએ વધાવવા માડયો.

કઇ ગેયલો હારા ગધ્ધા! હુલો તારો દાદી કાયારની આવીને ઉભી રઇ છે. તે છરમ રાખવાની ઓહ કમ! હહરા કેટલા ઘટા વાઇગા. હારો બેરા હુઠા ચાલ ઉતાવરો નીતો રેઇ જવાનો—હુ છબજ્યો!

**મોરીયો**—પાછ લેવા ગીએલોરે કાકા! ઘટો તો હારો પાચ મીલે લેટનો થીયો! ચાનો ચાલો, જલદી કગ તમોને બછાડી દઉ

ઉતાવળા ઉતાવળા બનેજણા દરવાજા નજીક આવી પહોચ્યા-ટીકીટ બતાવી બએ પગથીએ ઇદર અહડી ઉપર આવ્યા એક ઉંધાડા બારણાવાળા ખાનામા ધનાભાઇને બેસાડી મોરીયાએ બારણુ બંધ કર્યુ. સીટ સીટ, સોટીની સાથે એન્જીનનો વીશલ થયો અને ગાડી ચાલતી થઇ-મોરીયાએ પટેલને સલામ ભરી.

**એ સલામ પટેલ કાકા આવજો!**

---

# પ્રકરણ ૫ મું.

## હન તારા પરમેહરની ! કઇની હારે.

પ્રિય વાચક, પવનવેગે ગાડી સુરતનુ સ્ટેશન છોડી પસાર થઇ ગઈ- મોરીયો ટગર, ટગર જેતો વીલે મોઢે પાછો ફર્યો આપણા ધનાભાઇ મુંબઇ તરફ ચાલવા માડયા

ધનાભાઈના કમ્પાર્ટમેન્ટમા તેઓ સાથે ફકત ત્રણજ પેસેનજરો હતા જેમા એક ચરોતર જીલ્લાના પાટીદાર ગ્રહસ્થ મોહનલાલ અને બીજા તેઓના મિત્ર ભુલાભાઇ હતા ભુલાભાઇ પણ પાટીદાર જ્ઞાતીના એક એજયુકેટેડ–જુવાન હતા આ બને પાટીદાર ગ્રહસ્થો જ્ઞાતિ. અભિ માન સારૂ ધરાવતા–ભાઇઓની જીદગી સુધારવા તેઓ એ એક પાટી દાર સધારક સમાજ સ્થાપી હતી જેમાં પ્રમુખસ્થાન અને સેક્રેટરીનો હોદો આપણા મોહનલાલ ભોગવતા.

આ બાજુ ધનાભાઇ તો બેઠા ત્યારના કોથળો ખોળામા રાખી–એકી ટસે બત્તીની સામે ટગર ટગર જોઈ રહયા છે.

આ નવા મેકરના માણસને જોઇ આપણા મોહનલાલ અને ભુલા ભાઈ વોચારમા પડી ગયા. ઝટ ફેસલો લાવવા મોહનલાલે ધનાભાઈને પ્રશ્ન કર્યો ?

**મોહનલાલ**—ભાઇ આપનુ નામ શુ કયા પધારોછો

ધનાભાઇ—મારૂ નામ ધનો અમે મમ્મઇ જતા છીએ ભાય

મોહનલાલ—ઠીક ભલે કયા ઉતરવાના છો ?

ધનાભાઇ—એ હારૂ તેજ તો હેલુ હુ કેવાતુ છે ચહલી ગેટ ચહલીગેટ

મોહનલાલ અને ભુલાભાઇ હસી પડયા વધારે જાણવાની જીજ્ઞા સાથી મોહનલાલે ફરી ધનાભાઈને સવાલ કર્યો

મોહનલાલ—ઠીક ત્યારે તો આપણો સગાથ છે વારૂં મુંબઇ શા માટે પધારો છો કયાંના રહીશ છો જ્ઞાતે કેવા છો.

**ધનાભાઇ**—ઓ બાપરે હારૂ આટલુ બધુ લાબુ લપછીદર જેવુ પુછો તે ઉ હારો ગામડીયો હી રીતે જવાબ આલુ તમે તો માછ્તર છેઓ ને ઉતો હારો ગામડીયો છેમ હુ છમજા જો એક એક પુછો તો વારે ખુલાછો કરૂ

**મોહનલાલ**—ઠીક ભલે ભલે ભાઇ ગભરાશો નહિ લ્યો એક એક પુછુ આપ ક્યાના રહીશછો

**ધનાભાઇ**—હુરતની પાછે બારડોલી કછબાના મોતા ગામમા રેતા છીએ હુ છમજા ?

**મોહનલાલ**—શી ન્યાત છો ?

**ધનાભાઇ**—કણબી ? હેલા પટલીયા કેવાતા છેને તે હુ છમજા ?

કણબી શબ્દ સાભળ્યા એટલે આપણા મોહનલાલ તો સડકજ થઇ ગયા હસવાનું કોણ જાણે કયા ખસી ગયુ અને હાય અને હુહૂના સુસ સકાર નીકળી ગયા

આવો મઝાનો તાકડો કાઇ આપણા ભુલાભાઇ ચુકે એવા નહોતા. તરતજ જુવાને ટચકો કર્યો

**ભુલાભાઇ**—લ્યોભાઇ એતો તમારા જ્ઞાતિ બન્ધુજ છે. કરો ભાઇ સાથે સમાગમ કે ઉઘાડે આખ સુરત અને સુરલ જીલ્લાના પાટીદાર બન્ધુ ઓના કારભાર કેમ ચાલી રહયા છે ? કેમ મારા મોહનભાઈ મૌન્ય-ધારણ કર્યું એલો તો ખરા મારા પાટીદાર સુધારક સમાજના સેક્રટરી સાહેબ. કેમ આમ સુઠ ખાઇ ગયા, પુછો તો ખરા ભાઇને કે તેઓ 'લેઉવા' પાટીદાર છે કે 'કડવા'

**મોહનલાલ**—ઠીક ભાઈ ઠીક કરો મશ્કરી તમારો વખત છે વારૂ ધનાભાઇ આપ લેઉવા પાટીદાર છો કે કડવા ?

**ધનાભાઈ**—કોણ હારો કડતો છે એ કડવાનુ તમારે તૈં ? હુ છમજા અમૈ તો છારા માણહ છીએ ખબરેની ઓય—અમારી તો મો... . . ટી નીય'ત છે ને એવુ હારૂ કે બીછ આમ બારમાપર બારમા ઉડે-લાડુ હેલા ગોર ગોર? ને ગઇરા ગઇરા આવતા છે તે? હારા લાડવા? હુ છમજા ને વરી હુરતના છપાટા ની હાભરા ઓય ? તાતો એવું

હાર્ આમ-બછ દાછો મરી ગીયો કે ધારી દુધ્પાક? દોછી મરી ગઇ કે આમ મમજ દુધ્પાક 'હુ છમજા? ને વરી એવુ હાર્ કે વઉ પછ્દ ની પડી કે હેલ્રા કાગડ઼ીયાપર છુય કરી દેવાની કે ખલાછ હુટ્ટાછેડા હુ છમજા? છે તમારે તે એવુ! ઘટા ઓય તીવારે?

આ મોટુ લાબુ ને લાબુ લેકચર સાભળી મોહનલાલ અને ભુલા ભાઇ ખુબ હસ્યા હસ્તા હસ્તાજ મોહનલાલ બોલ્યા?

મોહનલાલ —ભુલાભાઇ? આ ગમાર કહે છે શુ?

ભુલાભાઈ—સત્ય કહે છે ભાઇ અક્ષરે અક્ષર સાચો કહે છે મરણની મુબારકબાદીની મો......ટી ન્યાત જમાડે તેનુ નામ બડેખાં! વળી બે ચાર બૈરી બદલે ત્યારે તો સુરતના પાટીદાર મહુસ્ની ગણત્રીમા આવે? ભાઇ સુરતની સુરત પપ્પાઓનુ પીજણુ તો ઘણુ લાબુ છે વળી આગળ કોઇ વખત નવરાસમા વાત.

મોહનલાલ—વારુ ઠીક ભલે! ભુલાભાઇ? મારા ધારવા પ્રમાણે સુરતના લેઉવા પાટીદાર કરતા અમદાવાદી કડવા પાટીદાર કાંઇ સુધરેલા ખરા!

ભુલાભાઈ—તો! વાહ વાધા શુ બિચારા લેઉવા પાટીદાર બન્ધુ ઓએ મરણની ભોજન કીયાનો પ્રચાર બધ કર્યો ત્યારે આપણા સુધરેલા ભાઇઓએ. દશાના લાડવા અને અગીયારમાના દુધપાક પુરી ઉડાવવા શરૂ કર્યા કહો કેવા બહાદુર બકા!

મોહનલાલ—શુ કહયુ ભાઇ દશા અને અગીયારમા તે વળી શુ?

ભુલાભાઇ—એ બધીએ હુ તમને આગળ મુબઇમા કોઇ દીવસ ફુરસદે વાત કરીશ. હાલ તો આ બિચારા ગામડીયા ગમારનો કોથળો ઉતરાવો નહિ તો મુબઇ પહોચતા અડધા થઇ જશે.

મોહનલાલ—ભલેભાઇ જેવી આપની મરજી! ધનાભાઇ આ કોથળો ખોળામાથી નીચે મુકી દયોને. ખાલી શા માટે ભાર ઉપાડી રહયાછો.

ધનાભાઇ—હુ કેતા છેઓ? કોથરો નીચે મુકુ? હાહરાઓને ખબર ની ઓય કે અદ્દર જોખમ બર્ર્ છે

મોહનલાલ—એમ બીજાઇ શુ જાઓછો જોખમ હોય તે કાઢી આસીકે મુકો પણ બીજુ સામાન નો નીચે રાખી દયો. ભલા માણસ તમને બેસવુ સુગમ પડશે

ધનાભાઈ—અ—હ—નીરેભાઇ હાર મધુ જ જોખમ ? કાડુ હુ ને રેવા હુ દઉં

મોહનલાલ—વાર એટલુ બધુ તે શુ જોખમ આખો કોથળો ભરી ઉપાડી લાવ્યા છો ?

ધનાભાઈ-હુ કેમ હાર ? જુઓ ગણો ઢેબરા છે? તરેલો પાપડનો ચુરો છે ? ગોરપાપડી છે? વરી બેચાર જાતના આથણા છે હુ છમજા?

મોહનલાલ—બધુ સમજા મહેરબાની કરી રાખી દયો કોથળો નીચે જાઓ તમારા એ સામાનનુ જોખમ મારે માથે તમને તમારો કોથળો ચર્નીરોડને સ્ટેશને સહી સલામત સોપવો પછી છે કાઇ વાંધો દયો આ વચન

મોહનલાલે ધના પટેલને વચન આપ્યુ એટલે કોથળો નીચે મુકી પટેલ બત્તી સામે આગળી કરી બોલી ઉઠયા—

એ ભાય આ હે.... લ્લુ લપક લપક થીયા કરતુ છે તે હુ છે ? હાર ક્યારનુ કે બેઠા તીયારનુ લપકીયાજ કરતુ છે ? ભલીભલી જાતના જાનવર જોયા પણ આવુ તો હાર દીઠેલુજ નઇ? હુ છમજા? હારી વીલાતી ચકલી છે કે હુ ?

મોહનલાલ અને ભુલાભાઇ ખડખડ હસી પડયા

વાહ ખુબ કરી ધનાભાઇ આખર કરી ખતમ કરી નાખી તમારા જેવો પેસેનજર અમને અમારી જીદગીમા મલ્યો નથી. હસાવી હસાવી અમારો જીવ લેવા ધાર્યું છે કે શુ છે? ભલા માણુસ એતો બત્તી છે બત્તી દીવો

પટેલ—ઓયની? ધુમો કઇ નીકરનો, ગાછતેલના ખડીયામાથી તો ધુમો નીકરે ધુમો ? હુ છમજા ? આતો હાર તમે મને ફગાવતા છેઓ

મોહનલાલ—તે આતે શુ કાંઇ ગ્યાસલેટનો ખડીયો છે. જે ધુમાડો નીકળે. આતો ઇલેકટ્રીક ! ઇલેકટ્રીક

પટેલ—ઓય તારી માની એક અસતરો પાડુ ? હારી આવી? વાહરે

આઈ વાહ ? હાહરો ગાડીવારી છરકાર તેતો કંઇ કંઇ બનાવી લાઇખું દેખુ ? છુ છમજ્જા

એટલામાં વાયુવેગે વહન કરતી પેસેંનજર ત્રેન દમણુ સ્ટેશન ઉપર આવી ઉભી રહી. ધનાભાઇ ગભરાઇ બોલી ઉઠયા હારૂ આઇવુ કે હુ?

મોહનલાલ—નહિ ભાઈ આતો દમણુ છે મુંબઇ તો સવારમા આવશે હવે સુખેથી સુઇજાઓ જુવો વખત ઘણો થઈ ગયો છે એમ કહી આપણા મોહનલાલ અને ભુલાભાઈ પોતાના બીસ્તરા ઉપર સુઇ ગયા.

ધનાભાઇ પણ એક બાજુ સુતા સુતા વિચાર કરવા લાગ્યા

હવારમા હારૂ મમ્મઇ આવહે આપડે તો તા રેકં બધજ ઉતર હુ? ચાલહુ પણ હુરતી ! એકજ દાડામા આખા મમ્મઇને હારાને ઉંધુ વારવુ છે હારી હવાર કેમની પડની ! હારો પરમેહર પણ ઉંઘો દેહુ—વેલો હવાર પાડનોની ! જો હારી અજુ પડી નઇ—

હુત તારા પરમેહરની ! કંઇની હારો

એમ લવારો કરતા આપણા ધનાભાઇ નિદ્રાદેવીને આધીન થયા હયો સાહેબજી હવે તો મળજો ધનાભાઇને મુબઈમા.

( અપુર્ણ )

આ ધરરરરરર--ધુમ દેતા ધડાકાની સાથે આકાશવાણી શું કહે છે!
તે જરા ધ્યાન દઇ સાંભળો.

## નવરા બેઠા શું કરશો?

ધનનનનન--ધુમ અવાજની સાથે જવાબ.

# ગામડીયો—ગમાર

## વાંચી ખૂબ હસીશું.

સવાલ— શુ બીજો ભાગ ક્યાં છે?

જવાબ—શુ ક્યાં છે? તૈયાર છે? તૈયાર છે? છાપખાનામાં છપાઇ રહયો છે,— લખો કર્તાને નીચેના સરનામે કે ઘેર બેઠા ગામડીયો-ગમાર આવી પહોંચશે.

મહેરબાની કરી નોટ પેઇડ લખશો નહિ-?

તમારૂં નામ! અને ઠામ ચોકસ આપજો! વળી સાથે કીંમત અને પોસ્ટ ખર્ચ જેટલી ટીકીટો બીડજો જુવો તો ખરા ગમ્મત! તૈયાર થયે કે તુરત આવી પહોંચશે.

ગામડીઓ ગમાર ભાગ ૧ લો. ૦-૧-૬.
,, ભાગ ૨ જો. ૦-૨-૦.

કવિ મણીલાલ નાથુભાઇ બોડાવાલા,
મુંબઈ, ભૂલેશ્વર-ફુલગલી.
સુરત, હરીપુરા-ઘાંચીશેરી.